

# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૪

## શ્રાવણ સુદ ૧૧, ૨૦૬૪

## શ્રીપવિત્રા એકાદશી વ્રત

શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રુતિધાર,
વકતા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.
શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ધણી,
રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ સૌને પવિત્રા એકાદશી અને પવિત્રા દ્વાદશીની અંત:કરણ પૂર્વક વધાઇ. સાથેજ આવનાર ઉત્સવોમાં શ્રાવણી ઉપકર્મ, રક્ષાબંધન પર્વ, અને શ્રીજન્માષ્ટમીની આગમ વધાઇ. પવિત્રા એકાદશી-પોતાના સેવ્ય શ્રીપ્રભુને પવિત્રાર્પણ કરવાનો અનોખો મંગલમય દિવસ. અને ત્યાર બાદ નો દિવસ એટલે આપણા માટેનો અતિ મંગલમય દિવસ. પવિત્રા દ્વાદશી-પોતાના દ્વારભૂત શ્રીગુરુદેવને પવિત્રાર્પણનો લ્હાવો.

રાગ સારંગ :-

વલ્લભ તન પવિત્રા નીકે;

સોભિત કંઠ સુભગ ઉર ઊપર, મન હરે સબ જુવતિનકે. ૧

સોભા સકલ ત્રિભુવનકી નિરખત, અંગ અંગ પ્રાનપતિ કે;

વૃંદાવનકો ચંદ શ્રીવલ્લભ, જીવન ભક્તનહી કે. ૨

આવા અનેક પદો આપણા ભગવદીયોએ પવિત્રા એકાદશી માટે રચેલ છે, સાથેજ પવિત્રા દ્વાદશી માટે ગાય છે -

રાગ સારંગ :-

પવિત્રા પહેરે શ્રીગોકુલભૂપ;

શ્રાવન સુક્લ દ્વાદસી સુભ દિન, મંગલકો નિજ રૂપ. ૧

આનન ચારુ રસિક વર સુંદર, પરમાનંદ સ્વરૂપ;

વૃન્દાવનકો ચંદ શ્રીવલ્લભ, છીનુ છીનુ ભાવ (રૂપ) અનૂપ. ૨

સાથેજ રક્ષા પણ પૂર્ણિમાના દિવસે આવે છે, તે માટે ભગવદીયો ગાય છે :-

રાગ સારંગ :-

સાવન સુદિ પુન્યો કો સુભ દિન રક્ષા બાંધત વલ્લભલાલ;

વિવિદ પાટ ઓર રતન જટિતકે, શ્રીકર કંચન થાલ. ૧

તિલક કરત બિરા દે કરમેં, ઉર સોહે કુસુમનકી માલ;

દેત અસીસ ચિરંજીવો શ્રીવલ્લભ, ભક્ત જનન પ્રતિપાલ. ૨

અનેક મંગલમય ઉત્સવ, તહેવાર. સાથેજ એક વાત આપ સૌને જણાવવાની કે ગયા બે અંકોમાં અમુક પ્રશ્નો આપની સમક્ષ મૂક્યા હતા. આશા રાખીએ છીએ કે આપ સૌ જેમ સમજ પડે તેમ, તેનો પ્રતિઉત્તર આપવાનો પ્રયાસ કરશો. અમે પણ એટલું આપ સૌને આસ્વાસન આપીએ છીએ કે આપના જવાબ અમે આપની અનુમતિ વગર પ્રકાશિત નહીં કરીએ. જેની આપણે ચિંતા ન રહે. પણ આપણે સૌ આ પ્રશ્નોત્તરમાં સહભાગી થઈએ. આપ આપના જવાબ અમને email :- pathshala@email.com પર મોકલશો. આપ સર્વેથી સહકારની અપેક્ષા. આ અંકનો પ્રશ્ન:

## પ્રશ્ન. **સેવા કોની કરવી ?**

ફરી આપસૌને શ્રીગોકુલેશ પાઠશાળા વતી અનેકાનેક વધાઈ. અને જન્માષ્ટમીની આગમ વધાઈ.

ભાવત્ક

દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ)

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગુરુ શિક્ષા - ૧૦

# કૃષ્ણની ઝંખના- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

## મોક્ષ મારી જરૂરિયાત છે ખરી ?

મોક્ષની વાત કરીએ તો આપણે ત્યાં શ્રીમહાપ્રભુજીએ મોક્ષને બે વિભાગમાં વહેચ્યા છે. એક તો સ્વત: મોક્ષ અને બીજો પરત: મોક્ષ. પહેલા આપણે એ નિર્ધાર કરી લઈએ કે મોક્ષ એ મારી કે તમારી જરૂરિયાત છે કે નહીં ? આજે એ જ બધા ફુગ્ગા ફુટી રહ્યા છે અને એજ તકલીફ નડી રહી છે. ખરા અર્થે જો આપણે જોઈએ તો મોક્ષ આપણી જરૂરિયાત છે જ નહીં, અને આપણે ધર્મના રસ્સા લઈને રસ્સા-કસ્સીમાં બધા લાગી ગયા છીએ. ઘરના બે વ્યક્તિ કહે છે કે ચાલો આપણે સેવા કરીએ, પાઠ કરીએ અને બીજા કહે શું છે આ ભગતપણું ? આ યમુનાષ્ટક શું છે ? આ તકલીફ શેની છે ? તમે જુઓ, આ તકલીફ છે તે તે મોક્ષના નિર્ધારની  છે. શ્રીમહાપ્રભુ આપણને પ્રથમ પગલામાં જ એકદમ સાવચેત કરી દેવા માંગે છે.

શ્રીયમુનાષ્ટક તો આપણી સ્વીકૃતિનું સ્વરૂપ છે. જે કુનેહ છે અત્યારે ચારે બાજુ વ્યવહારિક વિજ્ઞાનના આદારે મોટી મોટી ચર્ચા સભા કરીને સમજાવવામાં આવે છે અને માનસશાસ્ત્રિ અભિપ્રાયો કરી રહ્યા છે તે બધા આજ કુનેહની વાત કરી રહ્યા છે. કનડગત (કુનેહ) વગર તમારી પ્રગતિ શક્ય થવાની નથી. વ્યવહારિક વિજ્ઞાન એટલે કે લોકોના વ્યવહારના આધારે તેઓ લોકોને સલાહ આપી રહ્યા છે તેવા શું કહી રહ્યા છે આજ સ્વીકારની બાબત. જેના ઉપર મોટા મોટા પુસ્તકો પ્રકાશિત થઈ રહ્યા છે.

તમે કદાચ અમદાવાદ છોડીને મુંબઈ રહેવા જાવ ભલે, અમદાવાદ નાનું શહેર છે મુંબઈ કરતાં, પણ તમારે મુંબઈના વાતાવરણમાં અનુસરતું થવુ પડશે. તે કેવળ તમારી

જરૂરિયાત નહીં, પણ ફરજીયાત જવાબદારી થઇ જશે. અને આ સ્વીકારની બાબતમાં લચીલાપણું ન આવ્યું તો તમે પ્રગતિ નથિ કરી શકતા.

મનુષ્યની પહેલી જરૂરિયાત, એ પહેલી એ લાયકાત છે, તે પહેલા ક્રમની યોગ્યતા છે. તેને શ્રીમહાપ્રભુજી યમુનાષ્ટકના પહેલાજ શ્લોકના પહેલાંજ શબ્દમાં બતાવી રહ્યા છે કે **નમામિ**, બીજા શબ્દો પછી આવી રહ્યા છે.

નમામિ યમુનામહં સકલ સિદ્ધિ હેતું મુદાઃ।

**નમામિ** શબ્દથિ શ્રીમહાપ્રભુ કહી રહ્યા છે કે પુષ્ટિમાર્ગમાં અનુકુળ થવું છે તો પહેલા તમારામાં એક લચીલુપણું, સ્વીકૃતિ, કુનેહ લાવ. તમારા તમામ દ્વારોને ખોલી લ્યો, તમારા અંદર સ્વીકૃતિનો ભાવ જાગૃત કરો. જો સ્વીકૃતિનો ભાવ જાગૃત ન કરી શક્યા તો આગળની કોઇજ પ્રક્રિયા નહીં થાય, ન તો પ્રપત્તિ માર્ગ (શરણ) પર જઈ શકશો કે ન તો ભક્તિમાર્ગ પર પ્રગતિ કરી શકશો.

ભક્તિમાર્ગ અને શરણમાર્ગને એમ બે માર્ગ હું બતાવવા બેઠો છું, તે માર્ગ પર તમારી પ્રગતિ શક્ય નથી. સૌથી પહેલા તમે સ્વીકારને અપનાવો, સ્વીકૃતિને જાગૃત કરો. તમે તમારા અંદર નમ્રતા રાખીને તમારી અંદર દીનતા રાખીને આ માર્ગમાં પ્રવેશ કરી શકશો. એ દીનતારૂપી સ્વીકારને તમે જાગૃત કરી લ્યો. એ નમ્રતારૂપી સ્વીકારને તમે જાગૃત કરી લ્યો. એ વાત નમામિથી શરૂ થઇ રહી છે. અને જો એ યોગ્યતા તમારામાં આવી ગઇ ત્યારે પહેલાં ક્રમેજ તમારી પાસે સ્પષ્ટતા આવી રહી છે. સમજી લો કે મોક્ષ તમારી જરૂરિયાત છે કે નહીં. તમે કોઇ પણ વસ્તુ આજકાલ બજારમાં લેવા જાવ. આજે ઉપભોગતાવાદ છે, જે શૈતાન બનીને, રાક્ષસ બનીને આપણી સામે ઊભો છે. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ ફક્ત બેજ પગ છે અને બેજ જોડાથી વધારે પહેરી શકવાના નથી, તો પણ બજારમાં જશો ત્યારે ઘરે ગમે તેટલા હોય, તો પણ વધારે જોડા લવાઇ જ જાય છે.

**ઉપભોક્તા વાદ :-**

તમને જાહેરાતની દુનિયા મજબૂર કરી દે છે કે તમે વધારે લઇ લો, આપણે આ બધુંજ કઈંક અંશે કરી રહ્યા છીએ, કેમકે ઉપભોક્તા વાદ વ્યાપક રીતે પ્રસરેલો છે. આ ઉપભોક્ત નગરીમાં એક વાત સમજી શકાય છે કે એક વસ્તુના હજાર રૂપ છે તેની અનેક ગુણવત્તા છે. જેમકે એક સાબુ લીધું, કાર્યઃ ન્હાવા માટે, તો બજારમાં કેટલી જાતના મળે છે, અને દરેકની ગુનવત્તા અલગ અલગ છે. તેજ પ્રકારે મોક્ષના પણ અનેક પ્રકાર છે પણ પુષ્ટિમાર્ગીય મોક્ષ માટે તમે તૈયાર છો ? તમારી ચાહના છે ? તે તમારી ઝંખના છે ખરી ?

**..શ્રીકૃષ્ણજ મારી ઝંખના છે, માંથી સાભાર..**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

---

## કયા માર્ગની ઉત્તમતા ?

## ભક્તિહંસ આધારીત લેખ-૨

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- તો શ્રીગુરુદેવ ! શું ઉપાસનામાર્ગ તથા ભક્તિમાર્ગ બન્ને ભિન્ન છે ? અને ભિન્ન હોય તો બન્નેનો ભેદ શી રીતે સમજવો ?

**ગુરુદેવ** :- હા, વાત સાચી છે, ભક્તિમાર્ગ અને ઉપાસનામાર્ગ બન્ને ભિન્ન છે. અને તેનો પ્રકાર આમ સમજવો. तंत्राद्युक्तप्रकारेण मंत्रग्रहणपूर्वकं देवाराधनं उपासना અર્થાત્ તંત્રાદિકમાં કહેલા પ્રકારે મંત્રગ્રહણ કરીને દેવનું आराधन કરવું તેને ઉપાસના કહે છે અને માહાત્મ્યજ્ઞાન પૂર્વક સુદૃઢ સર્વતોધિક સ્નેહનું નામ ભક્તિ છે એટલે જે ક્રીયામાં તંત્રાદિકમાં વિધિપ્રમાણે કરવાની મુખ્યતા રહે છે તે ઉપાસના અને જે ક્રીયામાં સ્નેહની મુખ્યતા રહે તે ભક્તિ.

તેથી તંત્ર તથા મંત્રશાસ્ત્રોમાં શ્રીરામ-મંત્ર અને ગોપાલ મંત્ર વગેરે લખેલા છે તે બધા ઉપાસનામાર્ગીય છે. કારણકે તે મંત્રો અધિષ્ઠાતા વિભૂતિરૂપ છે પુરુષોત્તમ નથી. વળી તે મંત્રો લેવાના વિધાનમાં લખેલું છે કે જેને જે મંત્ર ગ્રહણ કરવો હોય તેણે પ્રથમ પોતાના નામનો આદિ અક્ષર તથા જે દેવનો મંત્ર ગ્રહણ કરવો હોય તે દેવના મંત્રનો આદિઅક્ષર બન્ને તંત્રશાસ્ત્રમાં મિલન કરવામાં ચક્ર પ્રકાણે મેળવવા અને મિત્ર, અરિ, સિદ્ધ અને સુસિદ્ધ જોવા, તેમાં જે પુરુષને જે દેવનો મંત્ર મિત્ર સાધ્ય કે સુસિદ્ધ હોય તેણે તે દેવના મંત્રનો ઉપદેશ લેવો અને જેને અરિ હોય તે દેવના મંત્રનો ઉપયોગ લેવો નહીં, કેમકે જેને જે દેવ અરિ હોય તે પુરુષ તે દેવના મંત્રને ગ્રહણ કરે તો તેમાં તે મંત્રની ફલસિદ્ધિ થતી નથી, પણ ઉલટું અનિષ્ટ ફલ થાય છે. આ ઉપરથી સિદ્ધ થયું કે મંત્રના અધિષ્ઠાતા દેવ મંત્રને અધીન હોય ત્યારે જ તેનો મંત્ર જપવાથી શુભ-અશુભ ફલ પ્રાપ્ત થાય પરંતુ પરબ્રહ્મ-પૂર્ણપુરુષોત્તમ મંત્રાધીન નથી. કેમકે વેદમાં કહ્યું છે કે सर्वस्व वशी सर्वस्येशानः સઘળું તે પરબ્રહ્મને અધીન છે તેજ બધાના નિયામક છે, વગેરે અનેક શ્રુતિઓમાં પરબ્રહ્મ પૂર્ણપુરુષોત્તમ સર્વ નિયામક માન્યા છે તેને કોઇના વશ માનવામાં તો આપના નિરુપમ ઐશ્વર્યનો જબાધ થાય; તેથી તે મંત્રાદિકથી કોઇને પણ અધીન થતા નથી તેમ પૂર્ણપુરુષોત્તમ પરબ્રહ્મ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) સર્વને સમાન છે કેમકે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં निर्दोषं हि समं ब्रह्म એમ અક્ષરબ્રહ્મનું સ્વરૂપ નિર્દોષ અને સર્વને સમ કહેલું છે ત્યાં અક્ષરબ્રહ્મથી પર પૂર્ણપુરુષોત્તમ તો समोऽहं सर्वभूतेषु એ ગીતાવાક્ય પ્રમાણે સર્વને સમ છે એમ સિદ્ધ જ છે માટે તેને કોઇ શત્રુ કે મિત્ર હોઇ શકેજ નહીં અને મંત્રશાસ્ત્રમાં તો મંત્રના અધિષ્ઠાતા દેવોને શત્રુ તથા મિત્ર માનેલા છે તેથી તે મંત્રો પરબ્રહ્મ પૂર્ણપુરુષોત્તમ સાથે સંબંધ રાખનારા નથી પણ પરબ્રહ્મની વિભૂતિઓ સાથે સંબંધ રાખનારા છે એમ સમજવું છતાં શ્રીગોકુલેશના નામથી લોકો ભ્રમમાં પડી તેને પણ અવતાર ન માની લે તે માટે શ્રીભાગવત સ્કંધ ૧, અધ્યાય ૩માં કહ્યું છે કે एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान स्वयं બીજા અવતારો પુરુષના અંશકલારૂપ છે અને શ્રીગોકુલેશ તો સાક્ષાત્ સ્વયં ભગવાન છે, તેમજ ગોપાલ તાપની ઉપનિષદ્‌માં પણ

શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)નું પૂર્ણપુરુષોત્તમપણું સિદ્ધ કરી સર્વ અવતારોમાં શ્રેષ્ઠ એવા અવતારી શ્રીગોકુલેશ છે એમ કહેલું છે તેથી પરબ્રહ્મ પૂર્ણપુરુષોત્તમ શ્રીગોકુલેશ અંશી છે અને બીજા અવતારો અંશ છે એમ સમજવું. અંશ તથા અંશીનું સ્વરૂપ તૈત્તરીય ઉપનિષદની यदेकमव्यक्तमनन्तमाद्यम એ શ્રુતિમાં તથા શ્રીભાગવત સ્કંધ ૧૦. અધ્યાય ૨૭ विशुद्धसत्त्वं तव धाम शान्तम् તથા સ્કંધ ૧૦ અધ્યાય ૮૯માં सत्त्वं यस्य प्रिया मूर्तिः વગેરે વાક્યોથી એમ સિદ્ધ કરેલું છે કે સત્ત્વ નામનો એક ભગવદ્ ધર્મ છે અને તે ભગવાનને અવતાર દશામાં બીરાજવાનું સ્થાન છે એટલે જ્યારે જેવા રૂપવડે જે કાર્ય કરવાની ભગવાનને ઈચ્છા થાય છે ત્યારે તેવા રૂપવાળા જ સત્વધર્મને આપ પ્રકટ કરે છે અને પછી તેમાં લોહના પિંડમાં અગ્નિની જેમ પોતાનો આવિર્ભાવ કરીને કાર્યો કરે છે તે અવતાર અથવા અંશ કહેવાય છે. એટલે કે સત્વરૂપ વિગ્રહમાં આવિર્ભૂત થયેલા ભગવત્સ્વરૂપની પ્રતીતિ થવી એ અવતાર કહેવાય છે. અને તેનુંજ નામ અંશ અથવા વિભૂતિ છે અને સત્ત્વના અધિષ્ઠાન વગર (જેમ જલની ઉપર લીલ પ્રસરી ગયેલ હોય તેને જેટલા ભાગમાં ખેસવીએ તેટલા ભાગમાં તેવા આકારવાળું જળ દેખાય છે તેમ) લોકદૃષ્ટિ તથા ભગવત્સ્વરૂપની વચ્ચે રહેલી માયાને ભગવાન્ જેટલા ભાગમાંથી દૂર કરીને ભક્તોને માટે જ જે શુદ્ધ સાકાર સ્વરૂપે પ્રકટ થાય છે તે પૂર્ણ તથા અંશી કહેવાય છે.

*નોંધ:- આ કેવળ ઉપાસના માર્ગીયો માટે છે, આપના પુષ્ટિમાર્ગમાં કોઈ સ્થાન નથી. કેવળ આપણા સમજ માટે લખેલ છે, જેની આપણે સૌએ નોંધ લેવી અને આપણે આવું કરવાનું શરુ ન કરી દેવું. ઉપર જેમ શબ્દો મિત્ર, અરિ, સિધ્ય, સુસિદ્ધ આવે છે, તેનો અર્થ આ પ્રમાણે છે. પોતાના નામનો અક્ષર જે કોઠામાં હોય ત્યાંથી સાધ્ય, સુસિદ્ધ, મિત્ર, અરિ એમ દરેક કોઠામાં લખી મેળવવા તે ચક્ર કરી જોવું.* ***મિત્ર:-*** *પોતાના નામથી મિત્રને સ્થાને મંત્ર આવે તે સારો,* ***અરિ:-*** *પોતાના નામથી શત્રુને સ્થાને મંત્ર આવે તે મૂલને નાશ કરનારો છે.* ***સાધ્ય:-*** *પોતાના નામથી સાધ્યના કોઠામાં મંત્રાક્ષર હોય તે જપ કરવાથી ફલ આપે છે.* ***સુસિદ્ધ:-*** *પોતાના નામથી સુસિદ્ધના કોઠામાં મંત્રાક્ષર હોય તો શિગ્ર ફલ આપનાર છે.*

**શિષ્ય**:- ગુરુદેવ ! આપશ્રીએ ખૂબજ સુંદર રીતે અમને સમજાવી રહ્યા છો. પણ છતાં મનમાં એક શંકા થાય છે. આપ કૃપા કરીને સમાધાન કરશો. કૃપાનાથ ! જેમ બીજા અવતારો છે તે તો વિભૂતિરૂપ હોવાથી જે મંત્રોના અધિષ્ઠાતા કૃષ્ણ સિવાયના અવતારો છે તે તો વિભૂતિ-રૂપ થયા  પરંતુ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) તો પૂર્ણબ્રહ્મ અને અંશી છે. તેમના ગોપાલ, રામ વગેરે મંત્રો તો વિભૂતિના મંત્રો થવા જોઈએ નહીં, છતાં તે મંત્રોમાં પણ મિત્ર, અરિ, જોવાનું તો લખેલું છે તો તે સ્વરૂપને ઉપરના નિયમે વિભૂતિ પણું પ્રાપ્ત થાય છે. એવું કેમ ?

(...ક્રમશઃ)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

---

# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ ! આપશ્રીએ જે સમજાવ્યુ, તેમાં મને એક શંકા થાય છે, આપશ્રી કૃપા કરી સમાધાન કરશો. આપશ્રીએ જે પ્રમાણ વાક્ય દ્વારા સમજાવ્યુ, પણ તે તો અવતાર સમયની વાત છે. અને અત્યારે વર્તમાનમાં તો અનવતાર કાલ છે, એટલે ગુરુદેવ ! જ્યારે શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) સાક્ષાત્ ભૂતલ પર બિરાજમાન હતા, તે અવતાર અને વર્તમાન સમયમાં તો આપશ્રી સાક્ષાત્ રૂપે બિરાજમાન નથી, તેથી અનવતારકાલ કહ્યું.  તેથી ભગવાન દ્વારા જે પ્રસાદ નું આપણે અનુસંધાન કરીએ છીએ, તે તો વર્તમાનમાં કેવળ પ્રસાદ ન રહીને આહાર બની જાય છે. ત્યારે આહાર લઈને દેહ વગેરેનો નિર્વાહ કરવા પર દોષ લાગે છે. તો પછી આ પ્રકારના દોષની નિવૃત્તિ કેવી રીતે થાય, આપ કૃપા કરી સમજાવશો.

**ગુરુદેવ**:- વાત તારી સાચી છે. પણ જેમ તેજ કહ્યું ને કે જેમ અનુસંધાન કરીએ છીએ. તેમજ અત્યારે આપણે અનુસંધાન તો રાખીએ છીએ ને. શું અનુસંધાન રાખવું તે ઓછી

વૃત્તી છે? ના, જરાય નહીં. કારણકે આપણા માર્ગમાં તો અનુસંધાન(ભાવના) પણ ફલસિદ્ધિ દેવા વાળું કહેવામાં આવ્યું છે. શ્રીભગવાન આજ્ઞા કરે છે કે - શ્રીભા. ૧૧-૨૭-૪૭

इति शेषां मया दत्तां शिरस्याधाय सादरम्।

उद्वासयेच्चेदुद्वास्यं ज्योतिर्ज्योतिषि तत्पुनः।। ११/२७/४७

એટલે એમ કે - આ પ્રકારે મારી સ્તુતિ કરી મને સમર્પિત કરેલ માળા આદર સાથે પોતાના માથે ચઢાવે અને તેને મારો પ્રસાદ સમજવું. અને જો વિસર્જન કરવું હોય તો એવી ભાવના (અનુસંધાન) કરવી જોઈએ કે પ્રતિમામાંથી એક દિવ્ય જ્યોતિ નિકળે અને તે મારા હૃદયમાં સ્થિત-લીન થાય છે. ૧૧-૨૭-૪૭ અને પુરાણોમાં પણ કહેલું છે કે *હે અંબરિષ! નવા વસ્ત્ર, ફલ, અન્ન, રસ વગેરે નો વિષ્ણુનો ઉપભોગ કરી પછી વૈષ્ણવો એ સેવા કરવી જોઈએ. વિષ્ણુ ને નિવેદિત કરેલ અન્ન દ્વારા દેવતાઓનું ભજન કરવું જોઈએ. પિતરોં ને પણ તેજ વિષ્ણુ ઉચ્છિષ્ટ અન્ન દેવાથી તેમને અનંત ફલદાયી નિવળે છે. તે અહીં સમજાવ્યું છે.*

**શિષ્ય**:- ગુરુદેવ! આપશ્રીએ આ જે કથન કર્યુ, પણ હવે એક વધું શંકા થાય છે કે શ્રીભાગવત ૭-૧૪-૯માં કહેલ છે કે

यावद् भ्रियेत जठरं तावत्स्वत्वं हि देहिनाम्।

अधिकं योऽभिमन्येत स स्तेनो दण्डमर्हति।। (७/१४/९)

એટલે હું એમ સમજું છું કે *મનુષ્યના અધિકાર કેવળ એટલો જ ધન પર છે, જેના દ્વારા તેમની ભૂખ મટી શકે. તેનાથી વધારે સંપત્તિ જે અમે પોતાની માનીએ છીએ, તે ચોર છે, એને દંડ મળવો જોઈએ.* એટલે ગુરુદેવ! આ વચન દ્વારા હુ એમ સમજું છું કે અધિક માત્રમાં જો અન્ન અથવા બીજી કોઈ વસ્તુ આવશ્યકતાથી વધારે હોય તો અને તેનો ઉપભોગ કરીએ તો દોષ લાગે છે. આપશ્રી કૃપા કરી સમાધાન કરશો.

<u>ગુરુદેવ</u>:- ના, આવી શંકા ન કરવી જોઈએ. કારણકે ઉપરના જે શ્રીભાગવતજીના વચન છે તે તો સામાજ્ય અધિકાર સિદ્ધ કરવાવાળા વચનો છે. જ્યાં સૂધી આપના માર્ગ, આપણો સંદર્ભ છે, તો આપણા માર્ગ અને સંદર્ભને શ્રીભાગવતના એકાદશ સ્કંધ દ્વારા સમજવું જોઈએ, જ્યાં આત્મનિવેદનનો પ્રસંગ કહેલો છે. અને તે તો સંદર્ભ સપ્તમ સ્કંધનો આપ્યો છે, જ્યાં આત્મનિવેદન-સમર્પણની કોઇ પણ વાત નથી. જો માત્ર નિર્વાહ માટે જે અન્ન ગ્રહણ કર્યુ જાય, તો એમ સમજવું કે આપનામાં રહેલી અહંતા-મમતાના અભિમાનથી ઉત્પન્ન થયેલ દોષ અવશ્ય હી નિવૃત્ત થઇ જાય છે, છતાં અભિમાનની સત્તા તો રહેલી છે. તેથી આની અપેક્ષાતો વસ્તુઓ પરથી સ્વયંની અહંતામમતાનો ત્યાગ કરી આત્મનિવેદન દ્વારા પ્રભુપ્રસાદીથી જીવન નિર્વાહ કરવું જોઈએ, તે શ્રેયસ્ત છે.

હવે સમર્પણ જે પ્રકારથી એ દુષિત ન થાય, એ પ્રકારને કહેવા માટે સર્વપ્રથમ દુષિત વસ્તુઓનો સંસર્ગ નહીં કરવો. એવું વિધાન કરતાં હવે આપને આગળ વધીએ.

## न मतं देवदेवस्य सामिभुक्तसमर्पणम्।।५।।

*હવે આપણા પાછળના અંકોમાં આવેલ દોષ જેમકે **સહજ દોષ, દેશ-કાલોત્થ દોષ, લોક-વેદનિરૂપિત દોષ, સંયોગ દોષ, અને સ્પર્શજ દોષ** વિશે સમજણ ફરીથી લઇશું, કારણકે અમુક પાઠકો તેને ફરી થી સમજવા માંગે છે.*

***<u>સહજદોષ</u>**:- એટલે કે દેહની સાથે જ ઉત્પન્ન થાય તે, કારણકે દેહ પંચ મહાભૂતોનો બનેલો હોવાથી (અને) મહાભૂતોને ભગવાનનો સંબંધ નહીં હોવાથી, દેહમાં દોષો સંભવે છે.*

***<u>દેશ-કાલોત્થ દોષ</u>**:- પૂજાના પ્રદેશમાં(તીર્થ-**દેશ**) પણ પૂજા કરવા માટે આસન વગેરેની શુદ્ધિ કરવાનો વિધિ હોવાથી, પૂજાના પ્રદેશમાં (તીર્થ) પણ દોષો હોય છે. એવું આપણે એટલે કહીં શકીએ છીએ, કારણકે પહેલા આ મંત્રાર્થ કહેવામાં આવે છે કે હે ભૂતો (દોષ, અશુદ્ધિ) જતા રહો, અને આસન પવિત્ર કરો, વગેરે વાક્યોથી એઓનો (ભૂતો-દોષો-અશુદ્ધિ) નાશ કરવાનું ન હોત. આ તો દેશની વાત થઇ.*

એટલે કોઇ પણ સ્થાન હોય, દેશ હોય, ભલે તે તીર્થ છે, કે અન્ય અતીર્થ પ્રદેશ, છતાં અશુદ્ધિ-દોષો તો હોય. તેથી તેની શુદ્ધિ કરવી, પવિત્ર કરવું જરૂરી છે. આને **દેશોત્થ** દોષ કહેવાય.

એ પ્રમાણે **કાલ**માં પણ પ્રાતઃકાલનો હોમ કરીને જ અથવા બ્રહ્મયજ્ઞનો હોમ કરીને, અથવા મધ્યાહ્નનો હોમ કરીને પુરુષોત્તમની પૂજા કરવી. એવો ઉત્તમ મંત્રવિધિ હોવાથી, પૂજા કરવાનો નિયત સમય કહેલો હોવાથી, એ સિવાયના સમયે પૂજા કરવામાં કાલનો દોષ હોવાનું પણ સંભવે છે, (જે આપના પુષ્ટિમાર્ગમાં લાગું નથી પડતું). તેથી આને **કાલોત્થ** દોષ કહેવાય. આ બન્ને દોષ, દેશોત્થ અને કાલોત્થ એક બીજાના પૂરક છે, તેથી તેમને જોડેજ બોલાય છે કે **દેશકાલોત્થ.**

**લોકવેદનિરુપિત દોષ**:- લોકમાં અને વેદમાં જણાવેલા વિશેષણથી લોક અને વેદથી ઉત્પન્ન થતા દોષો કહેલા છે. જેમકે પૂજા વગેરેથી બ્રહ્માજીના લોકને પામે છે, એ વચન પ્રમાણે પૂજાથી પ્રાપ્ત થાય તેવા બ્રહ્મલોકના સંબંધમાં પણ હે અર્જુન! બ્રહ્મલોક સુધીના સર્વલોકોને ફરી આવવાનું થાય છે (શ્રીગીતાજી ૮-૧૬), આ વચનો દ્વારા ફરી આવવા થવારૂપ દોષ ત્યાં પણ કહેલો છે.

**સંયોગજઃ દોષ**:- સંયોગથી ઉત્પન્ન થતા વિશેષણથી સંયોગથી થતા દોષો કહે છે. પૂજામાં સ્નાન વગેરે કરાવવા માટે મંત્ર વગેરેથી પવિત્ર કરેલા શંખ વગેરેના જલોને પવિત્ર કર્યા વગરનો સંયોગથી ઉત્પન્ન થતો દોષ થાય છે.

**સ્પર્શજ દોષ**:- કોઇના સ્પર્શથી ઉત્પન્ન થતા દોષ થાય છે. સુતકીનો સ્પર્શ થાય તો આપણને પણ સ્નાન સુતક લાગે, તો આવા દોષ જે છે તે સ્પર્શના દોષ કહેવાય છે.

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

શ્રીપુરુષોત્તમજી સેવામાં ચિત્તના વિક્ષેપ થવાના બે કારણ આપે છે :

-અસત્ય વિધાન,

-સત્ય અને અસત્ય વચ્ચેની સમજનો અભાવ.

- **અસત્ય વિધાન** :- આપણા મનમાં સમસ્યા છે, મુંજવણ છે, શું વધારે સારુ પૈસા (લૌકિક) કે સેવા (અલૌકિક) ?

ક્યારેક પૈસા જીતી જાય છે, પૈસા માટે સેવામાં તત્પર્તા, સન્મુખતા ઓછી થઇ જાય છે. ક્યારેક સેવા જીતી જાય છે, સેવા કરતા પૈસાની પરવા ન કરીએ. પરંતુ મોટાભાગે અસત્ય વિધાન જીતે છે, લૌકિક જીતે છે, અને અલૌકિક હારે છે. તેથી સેવામાં વિક્ષેપ આવે છે અને ચિંતા થાય છે.

- **સત્ય અને અસત્ય વચ્ચેની સમજનો અભાવ**:- આપણે જો વૈષ્ણવ છીએ, શ્રીમહાપ્રભુજી ના ગ્રંથનો પાઠ કરીએ છીએ, પણ શ્રીમહાપ્રભુના સિદ્ધાંતને સરખી-સાચી રીતે જાણતા નથી. આપણે બ્રહ્મસંબંધ શ્રીગુરુચરણ પાસેથી લઇ શ્રીપ્રભુની સન્મુખતા, સમર્પણ સ્વીકારી સેવા કરીએ છીએ, છતા આપણી અહંતા-મમતા જે શ્રીપ્રભુમય થવી જોઇએ, લૌકિકમાંથી છૂટવી જોઇએ તે છૂટતી નથી, પણ વધે છે. અને જેમ અહંતા-મમતા વધે તેમ સેવા છૂટે અને જેમ અહંતા-મમતા શ્રીપ્રભુમય બને, ત્યારે લૌકિકમાંથી છૂટે તો શ્રીપ્રભુ તરફ આપણો પ્રેમ વધે, સેવામાં ભાવની અભિવૃદ્ધિ થાય.

શું સત્ય અને શું અસત્ય એ ન સમજવાથી આપણે શ્રીપ્રભુથી દૂર રહી અહંતા-મમતામાં વધારે ફસાતા જઇએ છીએ. આ સર્વે કારણોના લીધે ચિંતામાં અનેક સારા-ખોટા લૌકિક વિચારો ના વમળો ઉત્પન્ન થાય છે, જે આપણને શ્રીપ્રભુથી-શ્રીઠાકોરજીથી બહિર્મુખ

કરે છે. સાચો વૈષ્ણવ આ દુ:ખદ બાબતને જાણે છે, સમજે છે. આ બધાની ચિંતાથી એ પીડાય છે.

આમ વૈષ્ણવોને અનેક ચિંતાઓના વમળ લપેટે છે. અને એક ચિંતામાંથી બીજી અને બીજામાંથી ત્રીજી, આમ ચિંતાની પરંપરાઓ સર્જાય છે. મનમાં નિત્ય ચાલ્યાજ કરે છે, ઉપજ્યા જ કરે છે. જે ક્ષણે-ક્ષણે, પલે-પલે આમ વર્ષો સૂધી સતાવ્યા કરે છે. આ સર્વ ચિંતા અને તેની પરંપરાનો નાશ વૈષ્ણવ કોઇ અન્ય સાધનોથી કરી શકતો નથી, બીજાના સમજાવવાથી પણ કદાચ ચિંતાઓ દૂર થતી નથી.

ચિંતા દૂર થવી અને ચિંતાનો નાશ થવો એ બે માં થોડોક ફરક છે. દૂર થયેલી ચિંતા ફરી પાછી ભવિષ્યમાં મનનો કબજો લઇ શકે છે. નાશ પામેલી ચિંતા ફરી મનને હેરાન કરી શકતી નથી, માટે શ્રીગુંસાઇજી પ્રભુચરણે અત્રે આ મંગલાચરણના પ્રથમ શ્લોકમાં ચિંતાની પરંપરાઓના નાશની વાત કરી છે. નિવૃત્તિની વાત કરતા નથી. વૈષ્ણવોના મનમાંથી સદા ને માટે ચિંતાઓની પરંપરાનો નાશ થઇ જવો જોઇએ, એનું મન અને હૃદય નિશ્ચિંત બની જવું જોઇએ.

**વૈષ્ણવનું મન અને હૃદય નિશ્ચિંત કેવી રીતે બને ?**

શ્રીગુંસાઇજી પ્રભુચરણ સમજાવે છે કે એ શક્તિ કેવળ શ્રીમહાપ્રભુજી માં જ છે. કારણકે શ્રીમહાપ્રભુજી અલૌકિક અગ્નિ સ્વરૂપ છે, લૌકિક અગ્નિમાં ઉકરડાના કચરાને બાળવાની શક્તિ હોય છે, તો અલૌકિક અગ્નિ મન, હૃદયમાં ભરેલાં ચિંતાઓનો કચરો કેમ ના બાળે ? અવશ્ય બાળી તેનો નાશ કરનાર છે.

શ્રીમહાપ્રભુજી ચિંતા ઓનો નાશ કરવાને સર્વ સમર્થ છે. પરંતુ મનમાં જીવને પ્રશ્ન થાય કે તે તો આપણા માટે દુર્લભ છે, આજે શ્રીમહાપ્રભુજી આપણી સન્મુખ ભૂતળ ઉપર પ્રત્યક્ષમાં બિરાજતા પણ નથી, તો આપશ્રીના અલૌકિક સ્વરૂપનો અનુભવ તો આપણાથી ઘણોજ દૂર છે. ત્યારે આપણી ચિંતાઓની પરંપરાઓનો નાશ કેવી રીતે થાય ?

અત્રે શ્રીગુંસાઈજી પ્રભુચરણ સ્વયંનો સ્વાનુભાવ દર્શાવતા જીવોને જણાવે છે કે જેમ શ્રીમહાપ્રભુજી સાક્ષાત્ સમર્થ છે તેમ તેમના શ્રીચરણારવિંદના રજકણ પણ ચિંતાઓની પરંપરાનો નાશ કરવા ને સમર્થ છે. તેથી શ્રીગુંસાઈજી આજ્ઞા કરે છે કે શ્રીમહાપ્રભુજીના શ્રીચરણસ્પર્શ કરતા, શ્રીમહાપ્રભુજીના શ્રીચરણારવિંદની જે રજકણ છે, તે સૌ સ્વમાર્ગી જીવોની ચિંતાઓની પરંપરાને નાશ કરનારી છે.

**ચરણકમળ** એટલે ભક્તિનું સ્વરૂપ, શ્રીભાગવતજીમાં પ્રથમ અને દ્વિતીય સ્કંધને શ્રીપ્રભુના શ્રીચરણ કમળ કહ્યા છે. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે શ્રીપ્રભુના શ્રીચરણારવિંદમાં ભક્તિ બિરાજે છે. ચરણારવિંદ ભક્તિનું દાન કરે છે, શ્રીચરણકમળ (ચરણારવિંદ)માં એ ક્ષમતા છે કે ભક્તિ કરવા જીવને જે જે પ્રતિબંદ નડે તે સર્વ દૂર થાય છે. ચરણકમળનો અને તેના સ્પર્શનો (શ્રીચરણ સ્પર્શ) આપણે ત્યાં (પુષ્ટિમાર્ગ કે વૈદિકમાર્ગ) બહું મોટો મહિમા છે.

શ્રીમહાપ્રભુજી અને શ્રીઠાકોરજીના ચરણોને કમળ સાથે સરખાવ્યા છે. આ અલૌકિક ચરણો, લૌકિક કમળ સાથે કેવી રીતે સરખાવાય ?

– અહીં જે કમળની વાત કરવામાં આવી છે તે લૌકિક કમળ નથી, તે તો શ્રીપ્રભુના નાભીમાંથી પ્રગટ થયેલ દિવ્ય, લોકાત્મક કમળની વાત છે. તે દિવ્ય લોકાત્મક કમળના જેવા શ્રીપ્રભુ અને શ્રીમહાપ્રભુજીના ચરણો અલૌકિક છે.

જેમ કમળમાં સુગંધ, શિતળતા, અને સુંદરતા છે, વળી તે કમળ પણ છે. શ્રીમહાપ્રભુજી અને શ્રીપ્રભુના ચરણારવિંદમાં પણ સર્વ દિવ્ય ગુણ છે. શ્રીમહાપ્રભુજી અને શ્રીપ્રભુના ચરણારવિંદમાં ૧૬ (ષોડશ) ચિન્હો બિરાજે છે. તે દરેક ચિન્હો ભક્તના સર્વ પ્રતિબંધો દૂર કરવા સક્ષમ છે. એ ચરણારવિંદની જે ભક્તિ કરે છે, એ ચરણારવિંદ જે સેવે છે, અને શ્રીમહાપ્રભુજી પોતાની કૃપાનું દાન કરે છે.

શ્રીમહાપ્રભુજીના ચરણકમળોનો સ્પર્શ પૃથ્વીને થાય છે. ત્યારે પૃથ્વીના ઉપર રહેલી રેતીના રજકણો એ ચરણકમળના સ્પર્શથી જડક્ષુત્ર રજકણો મટી અલૌકીક ચૈતન્ય અને અલૌકિક આનંદ યુક્ત સાક્ષાત્ ભગવદ્ સ્વરૂપમય બને છે.

શ્રીયમુનાષ્ટકમાં શ્રીમહાપ્રભુજીએ દર્શાવ્યું. *મુરારિ પદ પંકજ, સ્ફૂરમંદ રેણૂત્કટામ.* શ્રીયમુનાજીના કિનારાની રેણું શ્રીપ્રભુના ચરણારવિંદના સ્પર્શથી ભગવદ્સ્વરૂપ બની ગઇ અને તેથી શ્રીયમુનાજીના વાલુકાજીની વૈષ્ણવો સેવા કરે છે, એ ભગવદ્સ્વરૂપ છે.

આજ રીતે શ્રીમહાપ્રભુજીના ચરણકમળના સ્પર્શથી રજ ભગવદ્ સ્વરૂપ બને છે, શ્રીમહાપ્રભુજીના ચરણકમળના સ્પર્શથી રજ અને એ ચરણરજ જ્યારે આપણે આપણી આંખે, મસ્તકે, અને હૃદયે સ્પર્શ કરીએ છીએ (સ્પર્શ કરાવીએ છીએ), ત્યારે તે રજકણ (શ્રીચરણરજ) આપણા મન, હૃદય અને અંતઃકરણમાં આપણને દઝાડતી, બાળતી અને પજવતી અનેક ચિંતાઓ અને તેની પરંપરાઓનો નાશ કરી દે છે. માટે શ્રીહરિરાયચરણ પણ તેવો મનોરત સેવે છે કે શ્રીમહાપ્રભુજીના શ્રીચરણારવિંદ વ્રજમાં રહેલી વ્રજરજને લાગે, એ ચરણારવિંદ શ્રીયમુનાજળને સ્પર્શે અને પરિણામે શ્રીયમુનાજળથી ભિંજાયેલા શ્રીમહાપ્રભુજીના ચરણકમળને સ્પર્શેલી એ રજકણો હું (શ્રીહરિરાયજી) મારા મસ્તકે ધરાવું-ચઢાવું.

શ્રીગુંસાઇજી પ્રભુચરણ આજ્ઞા કરે છે કે આવા સામર્થ્યવાન શ્રીગુરુચરણ શ્રીમહાપ્રભુજી આપણને પ્રાપ્ત થયા છે ત્યારે હે વૈષ્ણવો! વારંવાર (જેટલી વાર યાદ આવે તેટલી વાર) શ્રીમહાપ્રભુજીને પ્રણામ કરો, પ્રણામ કરો, પ્રણામ કરો.

અહીંયા પ્રણામ કરવાની આજ્ઞા થઇ (નમામિ ન કહ્યું) પણ **પ્રણમામિ** તેમ કહ્યું, શા માટે? વંદે (વંદન) ન કહ્યું **પ્રણમામિ** શા માટે કહ્યું?

વંદે (વંદન) એ <u>આત્મને પદી ક્રિયાપદ છે</u>.

નમન (નમામિ) એ <u>પરસ્મૈ પદી, ક્રિયા પદ છે</u>.

જ્યારે જીવ પોતાની શક્તિથી કાંઇ કરવાનો વિચાર કરે અને કરતો હોય એવું સમજે ત્યારે આત્મને પદ, જ્યારે બીજાની શક્તિથી પોતે કરે છે તેવું સમજે ત્યારે પરસ્મૈ પદ.

નમામિ જીવ પોતાની શક્તિથી નમન પણ નથી કરી શકતો, નમન કરવાનું બળ અને બુદ્ધિ શ્રીપ્રભુ આપે છે એવો ભાવ નમામિ શબ્દમાં છે. જીવ શ્રીપ્રભુને નમન કરવા સિવાય બીજું કરી પણ શું શકે ? એની પાસે બીજું કરવા માટે છે પણ શું ?

માટે શ્રીયમુનાષ્ટકની ટીકામાં શ્રીદેવકીનંદનજી અને શ્રીપુરુષોત્તમજી એ સમજાવ્યું છે કે નમન માત્ર માથું નમાવવાથી નથી થતું, પણ *મસ્તકથી નમન થાય, હાથ જોડીને નમન થાય અને વાણીથી બોલીને નમન થાય, આમ મસ્તક, હાથ અને વાણી એ ત્રણેની એક્યતા થાય, એક સાથે નમે ત્યારે તેને નમન કહેવાય.*

નમનમાં જ્યારે પૂર્ણ દીનતા અને નિ:સાધનતા આવે ત્યારે તેને પ્રણામ કહેવાય માટે શ્રીગુંસાઇજી પ્રભુચરણએ શિખવ્યુ છે કે દીનતાથી, નિ:સાધનતાથી, મસ્તક-વાણી-હાથથી શ્રીમહાપ્રભુજીને પ્રણામ કરો, નમન કરો.

(...ક્રમશ:)

સંકલન: રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

---

## દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

મુકુન્દદાસ :- **દંડાકારં તુ વા દેવિ ? ધારયેદૂર્ધ્વપુણ્ડ્રકમ્ ।** (પદ્મપુરાણ ઉ ૨૫૩-૫૭)

હે દેવી ! ઉત્તમ ભગવદ્‌ભક્ત, ચરણાકાર અથવાં તો દંડાકાર ઊભા તિલકને ધારણ કરે.

ભગવદ્‌ભક્તોના અગ્રેસર ભગવાન શિવજી ઊર્ધ્વપુંડ્ર વિધાન નામનો અધ્યાયનો ઉપસંહાર-સમાપ્તિ કરતા પોતાની પ્રિયતમા ભગવતી ભવાનીને દેવી શબ્દથી સંબોધીને

અનેક પ્રકારના ઊભા તિલકના સારભૂત બે પ્રકારને ઉપદેશીને **ધારણ કર** એમ એકવિધિ વડે સરખા સંબંધથી તે કરવાની પ્રવૃત્તિને માટે વૈષ્ણવને યોજે છે, સંબોધે છે.

**ચંદનમાસી**:- વૈષ્ણવોમાં શ્રેષ્ઠ-અગ્રેસર એવા શિવજી, શ્રેષ્ઠ હોવા છતાં પોતે કરતા નથી અને અન્યને ઉપદેશ કરે છે તે કેવું કહેવાય ?

**મુકુન્દદાસ**:- માસી, વાત તમારી સાચી, કે કોઇ પણ શાસ્ત્રીય ગ્રંથમાં આપણને શિવજી એ ઊર્ધ્વપુંડ્ર તિલક કર્યુ નથી. પણ જુઓ, જે શબ્દ પ્રયોગ આવે છે તે છે **મહાભાગવત**, એટલે કે ભક્તિમાર્ગીય ભક્ત, સંપ્રદાયમાં ભક્તિમાર્ગીય એટલે કે પુષ્ટિમાર્ગીય એમ કહેલુ છે, તે પ્રમાણે આપણે સમજવાનું નથી. મોટો, એવો ભગવદ્‌ભક્ત, આ બન્ને શબ્દની સમાન વિભક્તિરૂપ એકાશ્રયવૃત્તિ-એક આશ્રયની વૃત્તિ હોવાથી મહદ્ શબ્દને સમાસમાં આત્વ થઇ તે મહા એમ બને છે; એટલે ભગવાનનો આ તે ભાગવત, ભગવાન જેવો, આમ કહેવાથી દાસ જાણવો. વધું એમ કહે છે કે એ પ્રમાણે **શ્રીહરિના ચરણને નિરંતર ભજનારા ભાગવત-ભગવદ્‌ભક્તને ભક્તિ, વૈરાગ્ય અને ભગવત્સંબંધિ જ્ઞાન થાય છે**. એટલે એમ સમજવું કે જે ભગવદ્‌ભક્ત છે તે પોતાના મસ્તક ઉપર ધારણ કરવું તે સેવકપણું બતાવવા માટે છે. જેમ પ્રાચિન સમયમાં રાજાઓના રજવાડાઓ હતા, અને તે તે રજવાડાઓને પોતાની ઓળખસમા ચિન્હો હતા, તે કોઇ પણ ફરમાન પર તે ચિન્હ સાથે પ્રકાશિત કરતા. તેમજ આપણા માટે આપણા રાજપુરુષ તો શ્રીપ્રભુ છે, અને તેમના રજવાડાનો ચિન્હ આપશ્રીના શ્રીચરણારવિંદ છે. તો તે ચિન્હ દરેકે પ્રકાશિત કરવું જોઇએ;

*જેઓ સમાન ચિત્તવાળા, અત્યન્ત શાન્ત, ક્રોધરહિત, સર્વનું હિત કરનારા અને સજ્જન હોય તે મહાન કહેવાય*. આવાજ હોય છે આ ભાગવત. અને આવા ભાગવત્‌માં તો મુખ્ય તો શ્રીમદ્‌ભાગવત ગ્રંથ છે, શ્રીમદ્‌ભાગવત તે ભક્તિ શાસ્ત્ર છે. તેનું (શ્રીમદ્ ભાગવત)ભક્તિ મહાનપણું-મોટાપણું તે રીતે સિદ્ધ થઇ જાય છે કે તે પ્રમેયાત્મક શ્રીકૃષ્ણના સ્વરૂપને નિરૂપણ કરવા વડે અને વેદોના અર્થમાં થતાં સંદેહોને નિવારણ કરવાથી પરમ પ્રમાણ વડે છે, ભગવાને કહેલું તે ભાગવત, અને તે આ સંપ્રદાયમાં જ સમાધિભાષા હોવા ને લઇને પ્રધાન પ્રમાણ ગણાતું ભગવાનના સરખા ગણવામાં આવે છે. આદર કરાય છે;

સંસ્કૃતિમાં બહુવ્રીહિ સમાસમાં પણ સરખી વિભક્તિ હોવાથી **મહત્** શબ્દને **આત્વ** થઇ મહા બને છે, અને એ પ્રમાણે મહાભાગવતપણાને લઈને ભગવાનની કૃપા દ્વારા અલૌકિક જ્ઞાન શક્તિની સમૃદ્ધિ થતાં ભગવાનના બન્ને શ્રીચરણકમળને મસ્તક ઉપર ધારણ કરવા વડે પોતાની પુષ્ટિમાર્ગીય શરણતા સૂચવાય છે. શુદ્ધ એટલે જન્મ, દીક્ષા અને કર્મ એમ ત્રણ પ્રકારે પવિત્ર અથવા હૃદયવડે પવિત્ર કે શુદ્ધાદ્વૈત સંપ્રદાય પ્રમાણે ચાલનાર નિષ્કામ છે. નામના એક ભાગને (પુષ્ટિમાર્ગીય દીક્ષા માં પ્રથમ શરણદીક્ષા) ગ્રહણ કરવા વડે નામ ગ્રહણ(શરણદીક્ષા)નો નિયમ પ્રાપ્ત થતો હોવાથી, મહાભાગવત અને શુદ્ધ એ બન્ને શબ્દનો ઐક્ય અર્થ વૈષ્ણવ થાય. **પુંડ્ર** એટલે ચિત્ર-છાપા-તિલક, તે **હરિપદાકૃતિ** એટલે શ્રીહરિના શ્રીચરણની આકૃતિ. તિલક તે પુલ્લિંગ અને નપુંસકલિંગ એમ બન્નેમાં પ્રયોગ થઇ શકે અને તે નિર્દોષ છે. શ્રીહરિના ચરણમાં દુ:ખોથી રક્ષણ કરનારા અંશ એવા જીવના સ્થાનરૂપ છે. પદ શબ્દનો અર્થ ૬ પ્રકારે થાય છે. ઉદ્યોગ, રક્ષણ, સ્થાન, ચિન્હ, ચરણ અને વસ્તુ એમ ૬ અર્થે શબ્દ કોશમાં અર્થ કરેલ છે.

ભગવાનનું ભજન તેજ ભક્તનો ઉદ્યોગ. તે બતાવવાને ભગવાનના શ્રીચરણને મસ્તક ઉપર ધારણ કરવો આવશ્યક છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। અથ માર્ગસ્વરૂપનિર્ણયઃ।।

स्वमार्गः सर्वथा ज्ञेयः सर्वेभ्योऽतिविलक्षणः ।।

तत्स्वरूपं तुं दुर्ज्ञेयं स्वसामर्थ्येन सर्वथा ।।१ ।।

બીજા બધા માર્ગો કરતાં અતિ જુદા જ પ્રકારનું જેનું લક્ષણ છે તેવો આપણો પુષ્ટિમાર્ગ-શુદ્ધાદ્વૈત ભક્તિમાર્ગ છે એમ સર્વથા સમજવું. (જીવ એમ ધારતો હોય કે હું મારા સામર્થ્યથી આ માર્ગના સ્વરૂપનું જ્ઞાન મેળવી લઇશ તો ભૂલભરેલું છે.) આ માર્ગના સ્વરૂપનું પોતાના સામર્થ્યથી સર્વથા જ્ઞાન મેળવવું મુશ્કેલ છે. ૧

इति चिन्ताकृपायुक्तः कृष्णः स्वास्यं चकार ह ।।

प्रकटं सर्वसामर्थ्यसहितं विधिवद् भुवि ।।२ ।।

(જીવ પોતાના સામર્થ્યથી માર્ગજ્ઞાન મેળવી શકે એમ પણ નથી) એવા પ્રકારની ચિન્તાને લીધે પરમકૃપાયુક્ત પ્રભુ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)એ આ પૃથ્વીના તલ ઉપર બધા જ પ્રકારના સામર્થ્ય ધરાવતા પોતાના મુખારવિન્દ (શ્રીમહાપ્રભુજી)ને વિધિપૂર્વક પ્રાકટ્ય આપ્યું. ૨

**रसो वै सः** इति श्रुत्या कृष्णो भावात्मको मतः ।।

तथा तदास्यं मन्तव्यं भक्तानुभवतोऽनुगैः ।।३ ।।

रसो वै सः એ પ્રભુ કેવળ રસાત્મક છે એ શ્રુતિવાક્ય મુજબ શ્રીપ્રભુ શ્રીગોકુલેશ ભાવાત્મક છે; તે જ પ્રમાણે શ્રીમહાપ્રભુજીના અનુયાયી વૈષ્ણવોએ શ્રીગોકુલેશના મુખારવિન્દ (શ્રીમહાપ્રભુજી)ને ભાવાત્મક સમજવા. આપશ્રીના ભક્તોને એવા શ્રીઆચાર્યશ્રીના ભાવાત્મક સ્વરૂપનો અનુભવ થયેલો જ છે. ૩

तेन भावात्मको मार्गः सर्वोऽपि प्रकटीकृतः ।। ३.१/२ ।।

એ આ શ્રીમહાપ્રભુજીએ આ ભાવાત્મક સમગ્ર ભક્તિમાર્ગને પ્રકટ કર્યો છે. (આવા સ્વરૂપવાળા ભક્તિમાર્ગનો પ્રકાશ શ્રીમહાપ્રભુજીથી જ છે. એ પૂર્વે ભક્તિમાર્ગ ભૂતલ ઉપર હતો, પરન્તુ જે સ્વરૂપવાળો ભક્તિમાર્ગ જોઈએ તેવો તો ન જ હતો. અપ્રકટ હતો તેને પ્રાકટ્ય આપ્યું. ૩.૧/૨

मुख्यो हि ब्रह्मसम्बन्धः, स भावात्मक एव हि ।। ४ ।।

આ માર્ગમાં બ્રહ્મસમ્બન્ધ - સ્મૃતિમાં જે પરમાત્મા, શ્રીમદ્ભાગવતમાં જેને ભગવાન અને શ્રુતિ-વેદમાં જેને બ્રહ્મ કહેવામાં આવે છે, તે પરમકૃપાળુ શ્રીગોકુલેશ પરબ્રહ્મ સાથેનો સમ્બન્ધ (આ માર્ગમાાં નામકરણ દીક્ષા દ્વારા શરણનો અધિકાર થયા પછી માર્ગદીક્ષાના સ્વરૂપમાં ગુરુ દ્વારા જે કરાવવામાં આવે છે તે જીવોદ્ધારમાં દ્વારભૂત રહેલો સમ્બન્ધ) મુખ્ય છે; અને તે ભાવાત્મક જ છે. (શા માટે ભાવાત્મક ?) ૪

भावो विवाहितो नार्या यथा स्वपुरूषे भवेत् ।।

तथा मम पतिः कृष्ण इति सम्बन्धेऽत्र हि ।। ५ ।।

જે પ્રમાણે વિવાહ થતાં નારીને પુરુષ પોતાનો પતિ છે એવો ભાવ થાય છે તે જ પ્રમાણે અહીં એવા પ્રકારના સમ્બન્ધને લીધે શ્રીગોકુલેશ મારા સ્વામી છે (હું એમનો દાસ છું)- એવો ભાવ જાગે છે. ૫

यता स्वभर्तृसम्बन्धे तस्या निर्दुष्टता तथा ।।

भगवद्भावसम्बन्धे देहास्वात्मवतामिह [१] ।। ६ ।।

(૧ અહીં મૂલમાં देहास्वा વગેરે પાઠ છે, કાનો हा માં ન જોઈએ. દેહ-ધન-આત્મામાં મમતા રાખનારને પણ બ્રહ્મસમ્બન્ધથી નિર્દોષપણું પ્રાપ્ત થાય એવો સ્પષ્ટ આશય છે.)

જે પ્રમાણે વિવાહ થયા પછી એ પુરુષ એ સ્ત્રીને નારી તરીકે સ્વીકારતાં એમાં રહેલ એકપણ દોષ મનમાં લાવતો નથી, તે પ્રમાણે બ્રહ્મસમ્બન્ધ થયા પછી એ જીવને પોતાના દાસ તરીકે સ્વીકારતાં એમાં રહેલ એક પણ દોષ પ્રભુ મનમાં લાવતા નથી. (પછી ભલે એને દેહમાં અહંબુદ્ધિ અને ધનમાં મમબુદ્ધિ હોય.) ૬

**चाण्डाली चेद्राजपत्नी** त्यादिना प्रभुणोदितम् ।।

पूर्वदोषस्तदा नैव सम्बन्धे [२] प्रतिबन्धकः ।। ७ ।।

(૨ મૂલમાં અહીં सम्बन्धः એમ પ્રથમા વિભક્તિ છે. પ્રથમા કરતાં સપ્તમી વિભક્તિ હોવા વધું સમ્ભવ છે, કેમકે કાંઇ **સમ્બન્ધ** બાધક હોઇ ન શકે. બાધકતા અર્પે એવી વસ્તુ હોય તો એ પૂર્વદોષ હોઇ શકે. )

*ચાંડાલી રાણી બની હોય અને વળી રાજાએ એને માનીતી કરી હોય, એમ છતાં કોઈવાર રાજા એનું અપમાન કરે એટલે કે કદાચ એનો ત્યાગ પણ કરે તો તેથી એના રાણીપણામાંથી શું જવાનું ?* આ શ્લોક વડે શ્રીમહાપ્રભુજીએ ખુલાસો કર્યો કે આ રીતે પૂર્વ સ્થિતિમાં કોઈપણ દોષ હોય તો પણ (રાજા જેમ ચાંડાલીને પણ રાણી બનાવી શકે છે; ચાંડાલી સાથે સમ્બન્ધ રાખી શકે છે તેમ) એ સમ્બન્ધમાં - પ્રભુ સાથેના સમ્બન્ધમાં એ પૂર્વદોષ કરનાર થતો નથી. ૭

[३]तस्या यथान्यसम्बन्धे तदनुच्छिष्टभक्षणे ।।

स्वसामिभुक्तदाने च स्वदेहान्ययोगतः ।। ८ ।।

महान् दोषस्तथात्रापि मन्तव्यं भगवज्जनैः ।। ८.१/२ ।।

(૩ અહીં મૂળમાં तस्याय धान्यसम्बन्धे એવો પાઠ છે. तस्य નરજાતિના સર્વનામની અત્રે જરૂર નથી. અહીં વાત નારીની છે એટલે तस्याः જોઇએ. अयं કોણ ? સ્ત્રીને પતિના આત્મસમ્બન્ધમાં દોષ કયો ? પતિને ખાવાના પદાર્થ પત્ની ખાઇ લે તો દોષ થાય; પણ તો  નો મેળ કેમ મેળવવો ? એટલે સમ્ભવ છે કે तस्या यथान्यसम्बन्धे એવો પાઠ હોય. )

એ સ્ત્રીને જે પ્રમાણે અન્ય કોઇ સાથે સમ્બન્ધ બાંધતાં, પતિના ઉચ્છિષ્ટ સિવાય બીજું ખાતાં, પોતાના સ્વામીને પોતાનું ખાધેલું આપીને અને પોતાના દેહથી અન્ય પુરુષનો (અયોગ્ય) યોગ થતાં મહાન દોષ ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે આ સ્થળે પણ (બ્રહ્મસમ્બન્ધ થયા બાદ અન્ય કઇ દેવ સાથે સમ્બન્ધ રાખતાં, પ્રભુ-પ્રસાદી સિવાય બીજી વસ્તુ લેતાં, પ્રભુને પોતાનું અર્ધું ખાધેલું-ભોગવેલું-અર્ધભુક્ત સમર્પિત કરતાં અને સ્વદેહથી અન્યદેહની આરાધના ચાલુ રાખતાં) મહાન દોષ ઉત્પન્ન થાય છે, એવું ભગવદીયોએ સમઝવું. ૮.૧/૨

यथा मध्यस्थिताभिः सार्पयत्यात्मानमुत्तमम् ।। ९ ।।

तथा सम्बनिधभिः कृत्वा सर्ववस्तु समर्पयेत् ।। ९.१/२ ।।

જે પ્રમાણે વચ્ચે રહેલી (દૂતી)ઓ દ્વારા સ્ત્રી પોતાના ઉત્તમ આત્માનું પતિને સમર્પણ કરે છે, તે જ પ્રમાણે ભગવત્-સમ્બન્ધી જન દ્વારા બધી વસ્તુનું પ્રભુને સમર્પણ કરવું. ૯.૧/૨

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

---

## સેવક-વૈષ્ણવો માટે પોતાના શ્રીગુરુદ્વાર-શ્રીગુરુદેવ પ્રતિ સામાન્ય વ્યવહાર

જપ:-

શ્રીમહાપ્રભુજીએ પ્રગટ કરેલ અષ્ટાક્ષર મહામંત્રનો નિત્ય જપ કરવો. આ સિવાય અન્ય કોઈ દેવ-દેવીના મંત્રનો જપ ક્યારે પણ કરવો નહીં.

શ્રીગુંસાઈજી અષ્ટાક્ષર મંત્રાર્થ નિરૂપણમ્ ગ્રંથમાં આ મંત્રનો ગૂઢાર્થ પ્રગટ કરતાં આજ્ઞા કરે છે કે -

અષ્ટાક્ષર મંત્ર તે મહામંત્ર છે.

**શ્રી** - અક્ષરના ઉચ્ચારથી લક્ષ્મીના સૌભાગ્યની પ્રાપ્તિ, ધનવાન અને રાજાને પ્રિય થાય છે.

કૃ - અક્ષર પાપને શોષી લે છે, નાશ કરે છે.

ષ્ણ - અક્ષર ત્રિવિધ તાપનો નાશ કરે છે.

શ - અક્ષર જન્મ-મરણનું દુઃખ નિવૃત્ત કરે છે.

ર - અક્ષર ભગવદ્ ભાવ પ્રદાન કરે છે.

ણં - અક્ષર શ્રીગોકુલેશમાં દૃઢભક્તિ પ્રદાન કરે છે.

મ - અક્ષર શ્રીકૃષ્ણસેવાનો ઉપદેશ કરનાર ગુરુમાં પ્રીતિ કરાવે છે.

મ - અક્ષર શ્રીહરિનું સાયુજ્ય પ્રાપ્ત કરાવે છે અને પુનર્જન્મ થતો નથી.

વિશેષમાં અષ્ટાક્ષર મહામંત્રના જપથી સર્વ જ્વર નાશ પામે છે. ભૂત, પ્રેત, પિશાચ વગેરે તથા વાઘ, ચોર, વગેરેથી સંકટ સમયે પણ રક્ષણ થાય છે. દુષ્ટ ક્રિયા, સર્વ અનિષ્ટો, દુષ્ટ ગ્રહોની પીડા વગેરે નાશ પામે છે, તથા આનંદમૂર્તિ શ્રીગોકુલેશ સદા હૃદયમાં બિરાજે છે. આ મંત્ર સર્વ મંત્ર કરતાં ઉત્તમ છે અને સર્વ મંત્રોનો રાજા છે. સર્વ શાસ્ત્રો, પુરાણો, ભારત, વેદો વગેરેના સારરૂપ આ અષ્ટાક્ષર મહામંત્રી શ્રમહાપ્રભુજી પ્રગટ કર્યો છે તેથી નિત્ય જપ કરવો.

નોંધઃ- આજના આપણા જેવા આધુનિક જીવોએ કોઇપણ મંત્ર-તંત્ર-કવચ તથા દેવી -દેવતાઓનો આશ્રય ન કરતાં અષ્ટાક્ષર મહામંત્રમાં જ દૃઢ વિશ્વાસ રાખી જપ કરવો. ભૂત-પ્રેત, ગ્રહપીડા તથા સર્વ અનિષ્ટોને દૂર કરવાનું સામર્થ્ય અષ્ટાક્ષર મહામંત્રમાં છે જ એમ શ્રીગુંસાઇજી આજ્ઞા કરે છે.

અષ્ટાક્ષર મંત્રનો જપ ગમે તે સ્થિતિમાં કરી શકાય છે, પરંતુ પંચાક્ષર મંત્ર (સગદ્યાર્થ સમર્પણ મંત્ર-બ્રહ્મસમ્બન્ધ મંત્ર)નો જપ અપરસમાં જ કરવો. ભગવદ્નામ ક્ષણવાર પણ ભૂલાય તો આસુરાવેશ થાય છે.

(શ્રીગોકુલેશ પ્રભુ વચનામૃત - ૧૬)

**જપ કરવાના માળાજી :-**

જપ કરવા માટે શુદ્ધ તુલસીના ૧૦૮ મણકાના માળા, જેના બે મણકા વચ્ચે બ્રહ્મગાંઠ હોય એવી સુમેરુ સહિત તથા સૂતરના દોરમાં સિદ્ધ કરેલી માળાજી હોવી જરૂરી છે. માળાજી ને ગોમુખીમાં રાખીને જ ફેરવવી. જમણા હાથની અનામિકા આંગળી (ટચલી આંગળી પાસેની આંગળી) ઉપર રાખીને, અંગુઠા અને મધ્યમ આંગળીની મદદથી, પત્યેક મણકાને ફેરવતાં અષ્ટાક્ષર મહામંત્રનો અર્થાનુસંધાનપૂર્વક મનમાં જપ કરવો. ૧૦૮ મણકા પૂર્ણ થયા બાદ, સુમેરુ આવતાં બન્ને નેત્રોને સ્પર્શ કરાવવો અને માળાજીને ઉલટાવવી. સુમેરુનું ઉલ્લંઘન કરવું નહીં. ગોમુખીને પોતાના વક્ષ:સ્થળ નજીક રાખી, તેના ઉપર ઉપરણો ઢાંકીને, ગુપ્ત પ્રકારે જપ કરવો. જપ કરતાં કંઈપણ બોલવું નહીં. નેત્રો બંધ રાખવા તથા હૃદયની અંદર ભગવદ્‌લીલાનું ચિંતન કરતાં કરતાં એક ચિત્તે જપ કરવા. આ પ્રકારે જપ કરવાનો પુષ્ટિ સદાચાર છે પરંતુ મનકલ્પિત પ્રકારે જપ કરવો નહીં.

(સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુના વચનામૃત - ૧૬)

...ક્રમશ:

સંકલન:- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)



# શુદ્ધાદ્વૈત બ્રહ્મસ્વરૂપ

## *।। બ્રહ્મમાં સર્વ ધર્મો છે-૧ ।।*

**બ્રહ્મ**ને કેટલાક વાદી પરમાર્થઃ અત્યન્ત નિર્ધર્મક, નિર્વિશેષ, નિરાકાર, નિર્ગુણ માને છે. તેમ ન માનતાં શ્રીમહાપ્રભુજી બ્રહ્મને સર્વધર્મવાળું જ સ્વીકારે છે. આનો આધાર શ્રીસૂત્રકાર (બ્રહ્મસૂત્રકાર ભગવાન શ્રીવ્યાસજી) **સર્વધર્મોપપત્તેશ્ચ** *બ્રહ્મસૂત્ર ૨.૧.૩૭* વદમાં જણાવે છે કે બધા ધર્મો બ્રહ્મમાં ઘટે છે, અને **સર્વોપૈતા ચ તદ્દર્શનાત્** *બ્રહ્મસૂત્ર ૨.૧.૩૦*માં જણાવે છે કે પરમાત્મા સર્વશક્તિવાળા છે, કારણકે તે પ્રમાણે વેદમાં જોવામાં આવે છે. આમ અનેક સૂત્રમાં કહેલા સિદ્ધાંત ઉપર જે શ્રીમહાપ્રભુજીએ બ્રહ્મ માટે લીધો છે.

ઘણા એમ ઘટક કરતાં હોય છે જેમ કે **નિયતધર્મવાદ**-અમુક જ ધર્મો બ્રહ્મમાં છે એ મત, સ્વીકારીએ તો બ્રહ્મમાં ઇયત્તા-મર્યાદાપણું આવી જાય; અત્યંત નિર્ગુણ બ્રહ્મનો અંગીકાર કરવાથી તેનું જ્ઞાન પણ થવાનો સંભવ રહે નહીં, અને મોક્ષરૂપ પરમ પુરુષાર્થ પણ ન જ રહે. ઉપરાંત બધાં શાસ્ત્ર નકામાં થઇ જાય. આથી શ્રુતિ, શ્રીમદ્ભગવદ્ગીતા, વ્યાસસૂત્ર અને શ્રીમદ્ભાગવત મહાપુરાણ, આ ચારમાં એકવાક્યતા કરી તેમાં કંઇપણ વધઘટ કે બલાત્કારે-જબરદસ્તી અર્થ લેવાનો પ્રયત્ન કર્યા વગર જેવું બ્રહ્મ સિદ્ધ થાય તેવું જ અંગીકાર કરવું, એમ શ્રીમદ્ભાષ્યકાર શ્રીમહાપ્રભુજીનો ઉત્તમ ઉપદેશ છે. *આપણે બ્રહ્મ ને સમજવું છે. તેથી વિષય ગંભીર છે.* આ પ્રમાણે માનવાથી દુરાગ્રહનો ત્યાગ અને બધી વૈદિક યુક્તિનો આશ્રય કરવો એ પણ જરૂરનો છે એમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે.

પરબ્રહ્મ સર્વધર્મવિશિષ્ટ છે, માટે તેનું દિગ્દર્શન જ કરાવવું એટલી જ ઇચ્છા અહીં રાખી છે. સચ્ચિદાનંદ પરબ્રહ્મ એ વ્યાપક, અવ્યય, સર્વશક્તિવાળું, સ્વતંત્ર, સર્વજ્ઞ અને નિર્ગુણ-પ્રાકૃતધર્મ રહિત છે. આ ૬ ગુણોની વિશિષ્ટતાવાળું બ્રહ્મ છે એમ કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે જે પરમતત્ત્વને શ્રુતિ-સૂત્રમાં બ્રહ્મ કહેલું છે તેને જ શ્રીમદ્ભગવદ્ગીતામાં પરમાત્મા અને શ્રીમદ્ભાગવતમાં ભગવાન કહેલા છે. બ્રહ્મ એજ ભગવાન, એજ

પરમાત્મા, જુદા નહીં. બ્રહ્મ તો કેવળ નિર્ગુણ છે, જ્ઞેય-જેનું જ્ઞાન મેળવવામાં આવે છે, એવું છે અને પરમાત્મા અથવા ભગવાન અથવા માયાશબલ ઈશ્વર તો સગુણ છે, ઉપાસ્ય છે, એમ નહીં. જે સગુણ તે જ નિર્ગુણ. બ્રહ્મ સગુણ અને નિર્ગુણ એમ બે પ્રકારનું છે એવી કલ્પના જ વેદાંતશાસ્ત્રમાં નથી, એ તો ભ્રાંત શાસ્ત્રમાં છે. માયા વડે બ્રહ્મ સર્વજ્ઞ, સર્વશક્તિવાળું, કર્તા ભાસે છે એમ નથી; પણ નિર્ગુણ, અવિકૃત, સચ્ચિદાનંદ જ બ્રહ્મ (માયાથી નહીં પણ) સ્વભાવથી જ સર્વજ્ઞ, સર્વશક્તિમત્, કર્તૃ છે. पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च. બ્રહ્મ વ્યાપક છે; દેશ, કાલ વસ્તુ અને સ્વરૂપ એમ ચારથી એ રહિત હોવાથી જ એ સજાતીય, વિજાતીય અનદ સ્વગત એમ ત્રણ પ્રકારનાં ભેદથી પણ રહિત છે. જીવ અને બ્રહ્મ સજાતીય છે, જડ અને બ્રહ્મ વિજાતીય છે, અને અંતર્યામી સ્વગત છે. એ ત્રણેમાં બ્રહ્મ સારી રીતે રહેલું છે. तत्तु समन्वयात् (બ્રહ્મસૂત્ર ૧.૧.૩ પણ બ્રહ્મ જ સમવાયિકારણ છે, કારણકે સચ્ચિદાનંદરૂપ તો સર્વત્ર વર્તમાન છે) તે સત્ય, શૌચ, દયા વગેરે અનંત ગુણોથી સ્વાભાવિક રીતે જ વિશિષ્ટ છે. બ્રહ્મ માયાધીન નથી, પણ માયા બ્રહ્મને અધીન છે; બ્રહ્મ કેવલ નથી, પણ અદ્વૈત છે; સર્વરૂપ છે; બ્રહ્મ જ સેવ્ય છે અને તે જ જ્ઞેય પણ છે, જ્ઞેય-જાણવા,માણવા યોગ્ય. સચ્ચિદાનંદ, નિર્ગુણ, અવિકૃત જ બ્રહ્મ કર્તૃ છે, ભોકતૃ છે, અન્તર્યામી છે, વૈશ્વાનર છે, આધેય છે, આધાર છે, જેને મુક્ત થયેલાઓ પ્રાપ્ત કરે છે, પ્રાણભૃત્ છે, ભૂમન્ છે, અક્ષર છે, પ્રશાસક છે, સેતુ છે, વિધરણ છે, પર પુરુષ છે, પરથી પણ પર છે, પરમાત્મા છે, પાપ દૂર કરનાર છે, દહર છે, જગતને કંપાવનાર છે, પર જ્યોતિ છે, આકાશ વગેરે છે, અવ્યક્ત છે, સૂક્ષ્મ છે, જીવનો અધિષ્ઠાતા છે, ત્રિવૃત્નો કરનાર છે, નામ-રૂપ-વિકાસનો કર્તા છે, અને સર્વનું અભિન્ન એવું નિમિત્ત અને ઉપાદાન કારણ છે એમ સર્વજ્ઞ, જ્ઞાનાવતાર સૂત્રકાર કહે છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્તિસ લક્ષણ

## અષ્ટદશમો લક્ષણ - અતિથી વૈષ્ણવની ટહલ કરવી.

અબ અષ્ટદશમેં લક્ષણ કહેત હે: - જો વૈષ્ણવકો યોં ચાહિયે જો જહાં ભગવદીય હોય તહાં ચલિકે જાનોં, ઓર ઉનકે મિલિવેકી અભિલાષા રાખની, ઉનકી ટહલ કરની, ઉનસોં ઉનકો હેતુ પૂછનોં. જો ક્યોં કરિ પધારે હે. કહા ઠોર જાઇવેકી ઇચ્છા કરત હો, ઉનસો એસી દીનતા સોં પૂછિકે ટહલ કરની. ૧૮

।। ઇતિશ્રી અષ્ટદશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

---

## આશ્રયકો પદ

### શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

જો કોઇ શ્રીવલ્લભ[૧] રસ ચાખે,

અનન્યતાકે લક્ષણ યહ હેં, કાહુસો નહીં ભાખે ।। ૧ ।।

ગુપ્ત પદારથ ગૂઢ ગ્રંથ સુની, અપને મનમેં રાખે ।

**શ્રીવિઠ્ઠલપ્રભુ**[૨] દ્રઢ મન કરીકે, જગત વારણે રાખે ।। ૨ ।।

(શ્રીવલ્લભ[૧] - સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ માટે પ્રયોગ કરેલ છે. શ્રીવિઠ્ઠલપ્રભુ[૨] - નિ.લી.ચતુર્થપીઠાધીશ્વર ગોસ્વામી શ્રીકન્હૈયા પ્રભુનું બીજું નામ છે. )

*।। શ્રીગોકુલનાથ કી જય ।।*

વર્ષ ૨ અંક ૪ શ્રાવણ સુદ ૧૧, ૨૦૬૪

શ્રીપવિત્રા એકાદશી વ્રત

# શ્રીગોકુલેશ પાઠશાળા

## ।। પુષ્ટિમાર્ગના સિદ્ધાંતનું ધોળ ।।

પુષ્ટિમારગ સિદ્ધાંતની સાંભળ કહું એક વાત;
શ્રાવણ સુદિ એકાદશી વચન કહ્યાં જે રાત. ૧
પોતાના જન જાણીને ચિંતા ધરી મન માંહ્ય;
આતુરતા કીધી (દીઠી) ઘણી, શ્રીજી પોધાર્યા ત્યાંહ. ૨
શ્રીમદ્ વલ્લભને મન, ચિન્તા પઉની જેહ;
આજ્ઞા બ્રહ્મસંબંધની, પ્રભુજીએ કીધી તેહ. ૩
પુરણ પુરુષોત્તમ તમો છો, જીવ છે દોષ સહિત;
તે ઉદ્ધારણ કારણ, પ્રભુજી ધરજો ચીત. ૪
ત્યારે શ્રીજી એમ બોલીઆ, સાંભળો વલ્લભરાય;
નામ સ્મરણ જે કરે, તેના પાતક જાય. ૫
જીવ માત્ર જે કોઇ, આવે તમારે શરણ;
તે ઉપર કરુણા કરી, રાખીશ મારે ચરણ. ૬
પવિત્રું કરી સૂત્રનું, પહેરાવ્યું શ્રીજગદીશ;
કેસરી રંગે રંગીને તાર ત્રણસોં ત્રણ વિશ. ૭
મીસરી ભોગ ધરાવીને, વસ્ત્ર પહેરાવ્યાં તેણી વાર;
કોર છેટા કર્યા કેશરી, ધોતી ઉપરણો સાર. ૮
સેવક જન સુખ કારણે, શ્રીજીએ કીધો શ્રમ;
નામ નિવેદન આપીને, રાખ્યો વૈષ્ણવ ધર્મ. ૯
શ્રીગિરિધારી મંદિરે પોધારીઆ, એ સુખ કહ્યું નવ જાય;
હરિદાસ શોભા જોઇને, આનંદ મંગલ ગાય. ૧૦